# શંકિત-હૃદય

( નાટકનાં ગાયનો તથા ટૂંક સાર )

## ધી બી. જે. મેડીકલ સ્કુલ

અમદાવાદ.

: લેખક :

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

એમ. એ.



પ્રકાશકો :

પી. ડી. જોશી

સી. ડી. પટેલ

માનદ્ મંત્રીઓ, નાટ્યવિભાગ

૨૯ મું સ્નેહ-સંમેલન

બી. જે. મેડીકલ સ્કુલ-અમદાવાદ.

કિંમત ત્રણ આના.

ૐ

બી. જે. મેડીકલ સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી

## નાટ્ય પ્રયોગ

# — શંકિત હૃદય —

નાટકનાં ગાયનો તથા ટુંકસાર


લેખક :

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

એમ. એ.



મદદનીશો :

રમણીક દેસાઈ

એસ. જે. ભટ્ટ

પ્રકાશકો :

પી. ડી. જોશી

સી. ડી. પટેલ

માનદ્ મંત્રીઓ નાટ્ય વિભાગ.

સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

ઠે. ભારતભૂવન થીએટર

અમદાવાદ.

# નિવેદન

**સુજ્ઞ મહાશય,**

પ્રતિવર્ષે બી. જે. મેડીકલ સ્કુલ એમેચ્યોર્સ તરફથી ગુર્જર રંગભૂમી પર અમદાવાદની કદરદાન નાટયરસીક પ્રજા સમક્ષ એક નાટય પ્રયોગ ભજવી બતાવવામાં આવે છે. તે નિયમાનુસાર આ વર્ષે પણ અમે શ્રી. રમણલાલ વ. દેશાઈની સંસ્કારીક કલમથી લખાયેલ " શંકિત–હૃદય " નામક નાટય પ્રયોગ રજુ કરીએ છીએ.

આ નાટય પ્રયોગ ઘણી સંસ્થાઓ તરફથી ભજવવામાં આવેલો છે. તેમાં પણ ખાસ કરી અમારી સ્કુલના એમેચ્યોર્સ તરફથી બે વાર ગુર્જર ભૂમીના તખ્તા ઉપર રજુ કરવામાં આવેલો હતો.

ગત વર્ષે અમારી સ્કુલના હીરક મહોત્સવ વખતે શ્રી. ર. વ. દેશાઈનું જ લખેલું નાટક " અંજની " પ્રથમ જ રજુ કરેલો અને તેને પૂરતી સફળતા મળી. પ્રેક્ષક વર્ગ તરફથી આવા નાટકોને સારો આવકાર મળતો હોવાથી અમને ફરી પાછું શંકિત–હૃદય તખ્તા ઉપર રજુ કરતાં આનંદ થાય છે, અને આ પ્રયોગમાં અમો કંઈક પણ નવિનતા બતાવી શકશું તો અમારો પ્રયાસ સફળ થયો માનીશું.

આ પ્રયોગ ટુંક સમયમાં રજુ કરેલો હોવાથી ઘણી ત્રુટિઓ રહી જવા સંભવ છે, આશા રાખીએ છીએ કે સુજ્ઞ પ્રેક્ષક વર્ગ હંસ ન્યાયવૃત્તિ રાખી અવલોકન કરશે.

આ પ્રયોગમાં સફળ બનાવવા જે જે વિદ્યાર્થી ભાઈઓએ અમને અમૂલ્ય સહાય આપી છે તેનો અમે આભાર માનીએ છીએ.

પ્રહસન વિભાગનાં ગાયનો ડૉ. નાણાવટીએ બનાવી આપ્યાં છે. તેઓ ડૉ. ઝવેરી, ડૉ. બક્ષીએ, તથા ડૉ. દેસાઈએ તથા ડૉ. વસાવડાએ બહારની પ્રવૃત્તિમાં રચ્યા પચ્યા હોવા છતાં અમને જે કાંઈ અમૂલ્ય મદદ કરી છે તે બદલ અમો તેમના આભારી છીએ.

શ્રીયુત્ રમણલાલ વ. દેશાઈએ આ નાટક ભજવવા પરવાનગી આપી તે બદલ અમો તેઓના ઋણી છીએ.

શ્રી. વિઠ્ઠલદાસ ભોજકે પોતાનું અગત્યનું કામ પડતું મૂકી અમોને ડીરેકશન આપવામાં જે તનતોડ મહેનત કરી છે તે બદલ અમો તેમનો આભાર માનીએ છીએ. શ્રી. સોમનાથ પટપટની મ્યુઝીક ડીરેકશન માટે અમો કદર કરીએ છીએ.

લી.

ભારત ભૂવન થીએટર
તા. ૯-૨-૧૯૪૦

પી. ડી. જોશી.
સી. ડી. પટેલ.
માનદ્ મંત્રીઓ. નાટ્ય વિભાગ.

# શંકિત-હૃદય

## પાત્ર પરિચય.

### પુરૂષ પાત્રો

| | |
|---|---|
| કુંજવિહારી | શ્રી. નટુ દોશી |
| ચિદ્‌ઘન! | શ્રી. બટુક પંડ્યા |
| ગુરૂ | શ્રી. મુકુન્દ બધેકા |
| કવિ | શ્રી. મારકંડ દેસાઈ |
| વકીલ | શ્રી. જે. પી. શાહ |
| ડાકટર | શ્રી. બળવંત જોશી |
| ચોર ૧ લો | શ્રી. પુણ્ડરીક દેશાઈ |
| ચોર ૨ જો | શ્રી. જે. એમ. પટેલ |
| ગૃહસ્થ ૧ લો | ડો. સી. જે. વસાવડા |
| ગૃહસ્થ ૨ જો | ડો. વી. એન. દોસી |
| ગૃહસ્થ ૩ જો | શ્રી. રાજેન્દ્ર બક્ષી. |
| શિષ્ય. ૧. | શ્રી. જે. એમ. મહેતા |
| શિષ્ય. ૨. | શ્રી. રવીન્દ્ર મહેતા |
| નોકર— | શ્રી. એ. એ ઓઝા |
| પારસી ગૃહસ્થ | ડો આર. કે. ઝવેરી. |
| આશ્રમ પુરૂષ | શ્રી. વી. પી. શાહ |
| મંગળાચરણ— | **મીસ લીલા માનકામે**<br>**મીસ પ્રભાવતી રાજાપુરકર**<br>લાભશંકર મણીશંકર |

——×——

## -:શ્રી પાત્રો:-

| | |
|---|---|
| વિલાસ | શ્રી. અખ્તર |
| ચંદ્રિકા | ..................... |
| કવિપત્ની | શ્રી. જી. ડી. સોલંકી |
| વનદેવી | શ્રી. વીરેન્દ્ર વછરાજાની |
| સખી | શ્રી. તન્ના |
| વીજળી | શ્રી. જી. બી. શાહ |

---

| | |
|---|---|
| સ્ટેજ મેનેજર | ડાયરેકટર |
| ડો. ડી. આર. બક્ષી | શ્રી. વિઠ્ઠલદાસ ભોજક. |
| શ્રી. સી. જી. મહેતા. | |

## મ્યુઝીક પાર્ટી

શ્રી. સોમનાથ પટપટ (શક્તિ સંગીત વિદ્યાલય)

શ્રી. મણિભાઈ ઠાકર

મા. મહમદભાઈ દરબાર

**મદદનીશો.**

શ્રી. રમણીક દેશાઈ

શ્રી. એસ. જે. ભટ

**પી. ડી. જોશી.**
**સી. ડી. પટેલ.**
**માનદ મંત્રીઓ.**

---

# "નાટકનો ટુંક સાર"

# અંક ૧ લો

---

## મંગળાચરણ.

સ્થળ : **આશ્રમ**

**પ્ર. ૧ લો**—જગતનાં દુઃખ હટાવવાના વિચાર કરતો ચિદ્દ્ઘન ગુરૂના આશ્રમ આગળ આવી ચઢે છે. ગુરૂનું ચિદ્દ્ઘનને ચંદ્રિકા સાથે લગ્ન સંબંધમાં ન જોડાવા લીધેલી હઠ છોડાવવા અને ચંદ્રિકા સાથે લગ્ન કરાવવા મથવું. ચિદ્દ્ઘનનું લગ્ન ન કરવાના નિશ્ચયને વળગી રહેવું.

સ્થળ : **કુંજનો બગીચો**

**પ્ર. ૨ જો**—ચંદ્રિકા અને વિલાસીનીનું આવવું. છુપી રીતે સંગીત સાંભળવા માટે વિલાસીનીએ ચિદ્દ્ઘનને કટાક્ષ કરવો. કુંજનું આગમન બન્ને જણાંએ ચિદ્દ્ઘનને લગ્નના દુરાગ્રહ માટે ઠપકો આપવો. સંકેત મુજબ ચિદ્દ્ઘન અને ચંદ્રિકાને એકલા મૂકી કુંજ તથા વિલાસનું ચાલ્યા જવું. ચંદ્રિકાની ક્ષમા યાચતાં ચિદ્દ્ઘન ચંદ્રિકાને મુખે વિલાસ તરફ પોતાના થતા આકર્ષણનો આરોપ સાંભળી ચાલ્યો જાય છે.

સ્થળ : **કવિનું મકાન**

**પ્ર. ૩ જો**—કવિ અને કવિપત્નિ પોતાનો ગરીબ ઘરસંસાર આનંદથી ચલાવે છે ત્યાં વકીલ અને ડોકટર આવી સમાજસેવા થાય એવું નાટક લખવા વિનતિ કરે છે જે કવિ સ્વીકારે છે

### સ્થળ : દવાખાનું

**પ્ર. ૪ થો**—મજૂર દર્દી તરફ તોછડાઈ ભર્યા વર્તન માટે ચિદ્દ્ઘન એક ગરીબ મજૂરણને ત્યાં ડોકટરને સારવાર માટે મોકલે છે. વકીલ અને કવિનું આવવું-વિચારના વમળે ચઢેલો ચિદ્દ્ઘન કવિને નવરાશમાં મળવાનું કહી ચાલ્યો જાય છે. કવિ અને વકીલના તર્ક વિતર્કો.

### સ્થળ : ચંદ્રિકાનું દીવાનખાનું

**પ્ર. ૫ મો**—ચિદ્દ્ઘનની છબી લઈ ચંદ્રિકા વિચાર કરે છે. તેવામાં સખીનું આવવું અને બન્ને લગ્નના ફાયદા અને ગેરફાયદા વિષે ચર્ચા. પોતે લખેલું નાટક પસંદ કરાવવા કવિ અને વકીલનું આવવું. કંટાળેલી ચંદ્રિકાને ચિદ્દ્ઘન વિષે અણગમતા પ્રશ્નો પૂછી વકીલે તેનો વ્હેમ દૃઢ કરવો. ફરી એકવાર ચિદ્દ્ઘનને જોઇ આવવાની લાલચે ચંદ્રિકાનું કુંજને મકાને જવું.

### સ્થળ : કુંજનું મકાન

**પ્ર. ૬ ઠો**—ચિદ્દ્ઘન સંસારના સ્વીકાર અસ્વીકારના પ્રશ્નો વિચારતો એક ખૂણે ઉભો છે. અચાનક તોફાને ચઢેલા વિલાસ અને કુંજ આવી પ્રેમ મીલાપ કરે છે. વિલાસને હીંચકા ઉપર સુવાળી કુંજ ચાલ્યો જાય છે. પ્રેમચેષ્ટા નિહાળતાં ચિદ્દ્ઘનના હૃદયમાં વિલાસ માટે અસ્પષ્ટ રહેલું આકર્ષણ વ્યક્ત થાય છે. ઉન્માદમાં આવી ચિદ્દ્ઘન નિદ્રાવશ થએલી વિલાસને ચૂમે છે. એકાએક કુંજ અને ચંદ્રિકાનું આવવું અને દૃશ્ય નિહાળવું.

**ટેબ્લો.**

---

# અંક ૨ જો.

**સ્થળ : નદીનો એકાંત કિનારો**

**પ્ર. ૧ લો**—શરમથી સંતાતો, નદીને કિનારે ફરતા ચિદ્દ્ઘનને દેવીઓ મ્હેણાં મારે છે. પોતાના દોષથી અકળાઇ ચિદ્દ્ઘન આપઘાત કરવા પ્રેરાય છે. વનદેવી તેને તેમ કરતાં અટકાવે છે. પોતે કરેલાં કુકર્મના દુઃખ જીવનસુધી સહેવાનો શાપ આપી વનદેવીનું અદ્દશ્ય થવું. એકાએક ચિદ્દ્ઘનને સર્પદંશ થતાં મૂર્ચ્છિત થવું. તેવામાં ગુરૂનું પ્રગટ થવું અને ઝેર ચૂસી લેવું.

**સ્થળ : કુંજનું મકાન**

**પ્ર. ૨ જો**—શંકાશીલ અને અસ્થિર મનવાળા બનેલા કુંજની પાસેથી વકીલ, ડૉકટર કવિનું કોરા કાગળ પર સહી કરાવી લેવું.

**સ્થળ : ગુરૂના આશ્રમનો ભાગ**

**પ્ર. ૩ જો**—ઝેરની અસર આંખે ઉતરવાથી અંધ બનેલો ચિદ્દ્ઘન પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. ગુરૂ તેને આશ્વાસન આપે છે. પાપની જવાબદારી વિષે ચર્ચા થતાં એકદમ ગુરૂના સમક્ષ ભૂતકાળના કૃત્યોનો આભાસ થાય છે. ચિદ્દ્ઘન પોતાનો જ પુત્ર છે એ વાત જાણી તેની જવાબદારી પોતાના ઉપર હોવાનું સત્ય ગુરૂને સમજાય છે.

**સ્થળ : માર્ગ**

**પ્ર. ૪ થો**—કુંજે કોરા કાગળ ઉપર સહી કરી આપી હોવાથી વકીલ, કવિ અને ડૉકટર ત્રણે જણાએ કેમ પોતાના લાભમાં ઉપયોગ થાય કે તે બાબત સંતલસ કરવી. ત્રણે જણાનું સંપ કરી મિલ્કતનો ઉપયોગ કરવા સંમત થવું.

### સ્થળ : ચંદ્રિકાનું દીવાનખાનું

**પ્ર ૫ મો.**—તરછોડાયેલી ચંદ્રિકા પુરૂષ વર્ગ તરફ તિરસ્કાર દર્શાવતી કવિ સાથે વાત કરે છે. પાછળથી ડૉકટરનું આગમન ડૉકટરની મલીન વૃત્તિનો ભાસ થતાં ચંદ્રિકાનું તેને રજા આપવી. પુરૂષ વર્ગ તરફના તિરસ્કારનો આવેશ વધી જતાં પોતાના ઓરડામાં ટાંગેલી છબીઓ ચંદ્રિકા ફેંકી દે છે. પિતાની છબી ફોડતાં તેનું અચકાવું. ચિદ્દઘનની છબી ફોડતાં હૃદયને અસહ્ય વેદના થાય છે.

### સ્થળ : કવિનું મકાન

**પ્ર. ૬ ઠો**—કવિને ઘેર આવતાં મોડું થવાથી કવિપત્ની ગુસ્સે થાય છે. બહારથી કવિ આવી બારણું ઉઘાડવા બુમ પાડે છે. પારકી મિલકત પચાવી પાડવાની કવિની દાનત જોઇ તેમ ન કરવા આગ્રહ કરે છે.

### સ્થળ : કુંજનો બગીચો

**પ્ર. ૭ મો**—શંકાની વ્યથાથી પીડાતો કુંજ ભૂતકાળને ભૂલવાની દવા શોધે છે. અચાનક વિલાસનું આવવું. વિલાસના મુખેથી ચિદ્દઘનના નામનો ઉચ્ચાર સાંભળી ઉન્માદ વશ થઇ કુંજ વિલાસને નદીમાં ફેંકી દે છે વિલાસ બચવા માટે કુંજને બૂમો પાડે છે. ખરી સ્થિતિનું ભાન થતાં કુંજનું વિલાસની પાછળ નદીમાં પડવું.



# અંક ૩ જો.

## સ્થળ : કુંજનું મકાન

**પ્ર. ૧ લો**—કુંજની મિલકત સબંધી કુલ સત્તા પોતાને મળ્યાથી, વકીલ અને ડૉકટર ખુશ થાય છે. અકસ્માત કુંજના કારખાનામાંથી કાઢી મૂકેલા મજૂરો ચોરી કરવા આવે છે. અને વકીલ અને ડૉકટરના ખીસ્સામાંથી સહીવાળા કાગળો ઝૂંટવી લઈ ફેંકી દે છે. કવિ તે કાગળો ઉપાડી લે છે. ચોરના ગયા પછી કાગળો પાછા માગતાં ડૉકટર અને વકીલને કવિ ઉડાવ જવાબ આપે છે.

## સ્થળ : નદીનો કિનારો

**પ્ર. ૨ જો**—વિલાસની શોધ માટે નદીના કિનારે ઝુર્યા કરતો કુંજ ચોરની નજરે પડે છે. કુંજના હાથ ઉપર વીંટી જોઇ ચોર લૂંટવા પ્રયત્ન કરે છે. એટલામાં પોતાના માલિક છે તેવી ચોરને ઓળખ થાય છે. પાસે ગુફામાંથી કોઇ ભૂત રોજ રાત્રે ગાય છે તેવી ખબર કુંજને મળવાથી વિલાસના સમાચાર જાણવા તે ભૂત પાસે જાય છે.

## સ્થળ : આશ્રમનો માર્ગ

**પ્ર. ૩ જો**—છબી ફોડતાં થયેલી હૃદય વ્યથા ન મટવાથી આશ્રમમાં રહેવાની ઇચ્છાથી ચંદ્રિકા આશ્રમ આગળ આવે છે. અંધ બનેલા ચિદ્દઘન પોતાને આશ્રમમાં લઇ જવા આશ્રમવાસીઓને વિનતિ કરે છે. પરન્તુ કોઇ પણ લક્ષ નહિ આપવાથી નિરાશ થાય છે. ચંદ્રિકા તેને સહાય આપવા તત્પર થાય છે. ચિદ્દઘનને ઓળખી તેની સેવા માટે ચંદ્રિકા આશ્રમમાં રહેવા નિશ્ચય કરે છે.

### સ્થળ : જંગલની ગુફા

**પ્ર. ૪ થો**—વિલાસીનીની ભ્રમણામાં ફરતો કુંજ વિલાસને નિહાળે છે. વિલાસને ભેટવા જતાં વિલાસ પોતે ભૂત તરીકે જાહેર થાય છે. સૂર્યોદય થવાનો સમય હોવાથી વિલાસ કુંજને બીજીવાર ફરી આવવાનું કહી અદ્રશ્ય થાય છે.

### સ્થળ : કુંજનું મકાન

**પ્ર. ૫ મો**--નાટક ભજવવા માટે જુદા જુદા રસના ખેલાડીઓ કુંજના મકાનમાં એકત્ર થાય છે. અને સર્વ પોતાની આવડતનું પ્રદર્શન કરે છે. નાટકમાં રહેવા આવેલો ગામડીયો કવિના સંકેત મુજબ ચોરનું પાત્ર ભજવી વકીલ અને ડોકટર પાસેથી કુંજની સહીવાળાં કાગળો ઝુંટવી ફાડી નાખે છે. આથી નિરાશ થઈ નાટકની વાત બંધ પડે છે.

### સ્થળ : આશ્રમનો માર્ગ

**પ્ર. ૬ ઠો**--શશીકલાના નામથી છુપી રહેલી ચંદ્રિકાને લઈ સુધરતી જતી આંખવાળો ચિદ્દ્ઘન ફરવા નીકળે છે, શશીકલા પોતાને માટે પ્રેમ બતાવે છે તે જાણી ચિદ્દ્ઘન ભય પામે છે. અચાનક ગુરૂ ચંદ્રિકાને બોલવા નીકળે છે. ચંદ્રિકાનું નામ ગુરૂને મુખેથી સાંભળી ચિદ્દ્ઘન ચંદ્રિકાને ઓળખે છે,

### સ્થળ : જંગલની ગુફા

**પ્ર. ૭ મો**--સૂર્યાસ્તની રાહ જોતો કુંજ તરંગે ચઢે છે. કવિ કુંજને બોલાવવા આવે છે કુંજ સૂર્યને આથમી જવા વિનતિ કરવા ટેકરા ઉપર જાય છે. ત્યાં ચિદ્દ્ઘન, ચંદ્રિકા અને ગુરૂ, કુંજ અને વિલાસની શોધમાં આવી ચઢે છે. ગુફામાં વિલાસનો ભાસ થતાં કુંજ વિલાસને ભેટવા જાય છે. અને શંકિત હૃદયની પૂર્ણાહુતી થાય છે.

**અસ્તુ.** **અસ્તુ,** **અસ્તુ.**

# નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળાચરણ

(૧)

મંગળમય હરિનું નામ
　　ચરણ કમળ કરૂ પ્રણામ.
હરિવિણ ખાલી કોઈ ન ઠામ
અચ્યુત પદ પરમ પદ
　　પરમાનંદ પુરણ કામ—મંગળ.

( ૨ )

**ચિદ્દ્ઘન—**

શાને જનનયને જલ ઉભરાય ?
કોમલ કંજ બિડાય હાય—શાને.
શાને જનનયને જલ ના સમાય,
ધુમ્મસ વરસે, જગ સહુ ભીંજે
નયનો અટકે શ્યામલ પડદે
રવિ કિરણ શું છુપાય ? હાય
શાને જનનયને જલ ઉભરાય—શાને.

( ૩ )

**ગુરૂ તથા શિષ્યો—**

વીરરસે રસ બસ સહુ બનીને કુમ કુમ આંકી ભાલ
સાચ તણી સમશેર હસ્તમાં ક્ષમા તણી ધરી ઢાલ
શૂરા સિપાહી આવો !
ક્ષત્રીવટનો શુભ લ્હાવો
જગને નૂતન બતલાવો
યોજીને વ્યૂહ વિશાલ—

( ૪ )

**શિષ્ય—**

સાધો ! મનકા માન ત્યાગો
કામ ક્રોધ સંગત દૂર્જન કી
તાસે અહોનીશ ભાગો—સાધો.
સુખ દુ:ખ દોન સમકર જાને
ઓર માન અપમાન
હર્ષ શોક એ રહે અતિતા
તીન જગત પિછાને—સાધો.

(૫)

ચંદ્રિકા— આઈ બાદરીયા બરસત હારી
ગરજ ગરજ દામની દમકાવે
જયું ચુનરીમે ઝલક કિનારી—આઇ
મધુર મધુર કોયલ વન બોલે
ભુવન ભુવન ગાવત બ્રીજનારી
ચલત પવન શીતળ નારાયણુ
પરત ફુવાર લગત અતિ પ્યારી—આઈ

(૬)

કુંજ— ફૂલની સાંકળે જગ ગૂંથતી
શું એ તે પ્રિય વસન્ત—ફૂલની.
હસતી રમતી વનમાં જનમાં
ચાલે લટકંતી રંજનમાં
કોકિલ કંઠે અલિ ગુંજનમાં
ગાન કરી વિલસંત—ફૂલની.
મોહ મધુ સચરાચર પાતી
ભર યૌવન મ્હાલે મદમાતી
વસન્ત પુષ્પ પરાગે ન્હાતી
કે મુજ પ્રિય હસંત—ફૂલની.

(૭)

કવિપત્ની—

મને આવે ઉમળકા આજ
યુવતી ઉરને સમજે આજ—મને
માનસ સરના હંસલ ડોલે
ઉર સરવરીયું હીંચે ઝોલે
નંદન વનના તમ અધીરાજ
મારા હૈયાના છો તાજ—મને.

(૮)

**કવિપત્ની**– નાટક લખશો એવું ભજવાયે જે જોયા જેવું
**કવિ**– પાસા પડે પોબાર તો ચુકતે જાય ભરાઇ દેવું
**ક. પત્ની**– છાપા મહિં છપાવો કિસ્મત તમે અજમાવો
રસ બસ લેશું લ્હાવો—
**કવિ**– લઈ ઝોળી કાં બનીશ બાવો નાટક.
**ક. પત્ની**– હાર મોતીના મંગાવો હેમ હૈયા પર ઝુલાવો
**કવિ**– ટમ ટમ ધીરે હાંકશો નહિ તો થાશે મોટો દાવો
—નાટક.
**ક. પત્ની**– લાંબા ઘુંઘટ તાણી જાશું ભરવા પાણી
**કવિ**– લચકાતી ચાલે ચાલશો છોને થઇએ પાણી પાણી
—નાટક.

(૯)

**ચંદ્રિકા**– ખેંચી તીર મારો ના
ન ભોળું જીગર ભેદીએ
શ્યામ નયન વારો ના
શું આશ આમ છેદીએ
કનકનો ભરેલ જામ અધર પર કરે આરામ
ઝૂંટવીએ ન આમ હો
ન ભોળું જીગર ભેદીએ —ખેંચી
દિલ લુંટાવી રહીએ દૂર જીવનચંદ્ર ઢાંકે નૂર
એવા શાને ક્રૂર હો
ન ભોળું જીગર ભેદીએ —ખેંચી

(૧૦)

વિલાસ— છોડો મારી બૈયાં એ
આવી મ્હારી સૈયાં

આવી મ્હારી સૈયાં ઘડયાં આ શાનાં હૈયાં—છોડો.

જલ ભરેલ ઝારી ઢોળાવી હું તો હારી
જાઓને રીત ના મને ગમે તમારી—છોડો.

કુંજ— જલના સિંચન સુંદરી માગે કુમળાં ફૂલ
હૈયું મુજ માગી રહ્યું સિંચન પ્રણય અમૂલ

વિલાસ— અલક લટ વિખૂટી હું તોય શે ન છૂટી
નાસતાં સોનાની કટિ મેખલા આ તૂટી—છોડો.

કુંજ— વિખરી લટમાં જો સખિ બંધાયો હું અજાણ
છો તૂટી કટિ મેખલા કર બંધન લે પ્રાણ

વિલાસ— બ્હાવરી બનાવી મજા કહો શું આવી
જાઓને પ્રાણ હું હવે કદી ન બોલું—છોડો.

---

# અંકુ—ર—જો.

(૧૧)

**વનદેવી**–

અહ સંતજી પગ પાવડી પરથી
જુઓ આ ખસી ગયો.
તમ પુણ્યભર પગને જુઓ જરા
ધૂળ અડકી હો અરે લપસી ગયો પગ હો
—અહ સંતજી

હતી અડગ મેરૂ સમી સમાધિ આજ સુધી ભાળી
એ અચલતા બદલાઈ કયમ ગયું ધ્યાન તમહાલી
સમાધિ શું તમે ટાળી—અહ સંતજી.

તમ ભવ્ય ભાલ થકી ભુંસાઇ ભસ્મ ગઈ સઘળી
ખૂટી ભસ્મ શું કુમ કુમ તણા લેપનની વૃત્તિ થઈ
ગયું મન સિદ્ધિમાં શું વહી—અહ સંતજી.

(૧૨)

**ચિદ્દ્યન**–

આંખે પડદા પડે! હો પડે!
ઘોર ઘટા ઘન મેઘની છાઈ
તિમિર અમાસ અડે! હો અડે!........આંખે
વીજલડી પણ જાય રિસાઈ
બુરખો ઓઢી રડે! હો રડે!........આંખે
પંથી આજ રહ્યો અટવાઈ
મારગ તો જડે! ના જડે!........આંખે

(૧૩)

કવિ. વકીલ. ડોકટર-

ઠીક લાગ આવ્યો એ કેવો ફસાયો
મીલકત પચાવી બેઠા આજ આપણે—ઠીક.

મારૂ માનો તો કંપની કાઢીએ
મુંબઇથી સારા સ્ટારો બોલાવીએ
રંગબેરંગી નાચો નચાવીએ—ઠીક.

હું મેનેજર તમે ડીરેકટર કવિ મ્યુઝીક માસ્તર
ખેલ નાખો જાલીમ ડુલીયા ઠેકાણુ આ થીએટર
મુરૂત સારૂ જોઈ હવે શરૂ કરો એ કામ
પારકે પૈસે પરમાનંદભાઈ જુવો આનું નામ—ઠીક.

(૧૪)

કવિપત્નિ-

મોરો ઝાંઝર ઝમકે ઝમક ઝમક પીયુ આજ
મોરી ઘુઘર છમકે છમક છમક આવે લાજ—મોરો.

નહિ નહિ રે બોલું શાને રાત જાગો રસરાજ—મોરો.

ઝીણા ઝીણા ઘુંઘટે મુખશે સંતાય એ રઢિયાળારાજ
નયનોનાં બાણુથી બચાયના રસ ભીનારાજ
પાલવ પકડયાનું શું છે કાજ—મોરો.

(૧૫)

કવિપત્ની—

જાઓ જાઓ અહિંથી દુર થાઓ
વાત વાતમાં નવ ઉડાવો
જાણી ભોળી બાળા નવ ભરમાવો—જાઓ.
રજની બીજે વીતાવી બોલી મીઠુ બનાવી
અણુસમજુ સમજીને અમને હવે નવ સમજાવો—જાઓ.
કપોલ પરદિસે છે તમને કાજળ કેરા ડાઘ
લજ્જીત હૈયું કેવું ધ્રુજે થરથર (૨) આજ
લાલી ભર્યાં નયનોને અમથી હવે નવ છુપાવો—જાઓ.

(૧૬)

કવિપત્ની-કવિ—

નહિ ગમશો એવા હરામના પૈસા
જો લાવશો—નહિ ગમશો.
નારેના વ્હાલી એવા પૈસાની સામે ન જોતો—નહિ ગમશો.
વકીલ વેપારી કે ડોકટર ધંધાથી ભેગો કરે બસ પૈસો
મોટર લઇ આવવા બંગલા બનાવવા
જોઇએ જરૂર બસ પૈસો
એવા હરામના પૈસા ન લાવશો.

# અંક ૩-જો.

(૧૭)

**ડોકટર-વકીલ** લુંટી લીધા તેં આજ
દીધો દગો તેં દોસ્તથઇને—લુંટી
લુંટવા જાએ જે કોઇ લુંટાએ આપો આપ
હાથે કરેલાં હૈયે વાગે પૂર્વજન્મના પાપ—લુંટી

**કવિ**- સફેદ સ્વાંગે હૈયે કાળાં આપે સૌને થાપ
ગરજ પડે બેટા થઇ રહેશે સ્વાર્થ સરે બને બાપ—લુંટી

**વકીલ**- દોષ નહિ એ કિસ્મતનો, છે ભૂલતણો એ ભોગ.

**ડોકટર**- ઝાઝી મીલ્કત ભાળી લાગ્યો ઇનસેનીટી રોગ

**કવિ**- હરામની એ મીલ્કત લુંટે માલમલીદા ખાશે કોક
ચોરે થોડું લુંટી લીધું હું મુકાવું પોક—લુંટી

(૧૮)

**ચંદ્રિકા**- ઝૂલી રહી મતવાલી આજે
સૂનો સૂનો બાગ
હૈયે ભાવ રૂંધાઈ રહે જ્યાં
કંઠે ના'વે રાગ.—ઝૂલી.
છૂપી છૂપી તારલી ઘેલડી મટકે
હસી હસી ચંદ્રી નફ્ટ બની અટકે
અલિ મોહી શું લટકે—આજે
ઉછરી આશા અમર મરોડી
કંપ ભરી મુજને તરછોડી
જાય પ્રીતમ મુખ મચકોડી
સૂનો સૂનો બાગ—ઝૂલી.

## ( ૧૯ )

ચિદ્ઘન– જગમાં ભાવ જરા ન જડે
મુખપર મધુરી મોહન વાણી
અંતરના ઉખડે—જગમાં
નેહ નયનમાં દેખું વહેતો
હૈયાં ખાલી પડે—જગમાં
કોણુ તણી આશામાં ભુલી
મુરખ તું આથડે—જગમાં

## ( ૨૦ )

કુંજ– નયનથી દૂર બની (૨)
ખાલી જીગર ખાલી
ઊંડો ઊતરૂં હું કો (૨)
ઉંડાણે રહો કો ઝાલી—નયનથી.
જોઉં સહુ સ્થાનમા ઈશારો
અલબેલો તારો
લઉં હું ચૂમી ત્યાં તો જાય
પ્રિયા ચાલી—નયનથી.

## ( ૨૧ )

ચંદ્રિકા– મ્હારી નાનીશી હોડી
ડોલે એ થોડી થોડી
ઘેરાં વારીને હૈયે
એ નિત્યે રમે—મ્હારી

ધીમી લહરે સમીર
ચૂમે નાવ તણાં ચીર
આછી હલકે એ નાવ
મ્હારી નાચતી નમે—મ્હારી

ભર્યાં ચંદ્ર તણા તેજ
ગૂંથી તારલાની સેજ સુએ
મ્હારી હોડલી સુએને શીળી
ચાંદની ઝમે—મ્હારી

ઉંચી ભેખડો કરાલ
ખડક ડોકતા વિશાળ
હસી નાવ મ્હારી રંગભરી
કુદડી ઘુમે—મ્હારી

શાન્તિ શાન્તિ શાન્તિ



મુદ્રકઃ કેશવલાલ સાંકળચંદ શાહ. વિરવીજય પ્રી. પ્રેસ, રતનપોળ—અમદાવાદ